મગનલાલ ઠાકોરદાસ બાલમુકુંદદાસ
આર્ટસ કોલેજ.

કલામંદીર

તરફથી ૧૯૨૬ના એન્યુઅલ સોસીયલ ગેધરીંગ
વખતે ભજવાયલા નાટય પ્રયોગો

# શંકિત હૃદય

તથા,

મોલીયેરના એક અંગ્રેજી નાટકનો ટુંક સાર અને ગાયનો

---

૨૨મી, ડીસેમ્બર, ૧૯૨૬.

---

પ્રકાશક;
ડી. જે. ગજ્જર.
એન. જે. ત્રિવેદી.

---

સુરત–ચૌટાના પૂલ ઉપર "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
વજેરામ માનસિંહે છાપ્યું.

કીંમત બે આના.

અમદાવાદ ગ્રંથાલય
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

## પાત્ર—પરિચય.

**કુંજવિહારી**—એક ધનાઢ્ય વિલાસી તથા પરોપકારી યુવક મી. અંબાલાલ જોશી.

**ચિદ્દ્ઘન**—કુંજવિહારીના કુટુંબમાં ઉછરેલો માતા પિતા વગરનો યુવક મી. વિહારી ગંભીરવાલા.

**વકીલ**—ચિદ્દ્ઘનના સમાજસેવાના કાર્યમાં સહાય કરવા માટે કુંજ વિહારીએ રોકેલા પૈસાદાર ગૃહસ્થ મી દીનકર જેટલી.

**ડૉકટર**—મી. ચંદ્રવદન ઠાકોર.

**કવિ**—મી. નરેંદ્ર ત્રિવેદી.

**ગુરૂ**—કુંજ તથા ચિદ્દ્ઘન વગેરે સાથે સારો પરિચય ધરાવનારા જુની ઢબે આશ્રમ ચલાવતા સાધુ. મી. પ્રભાકર પાઠક.

**પારસી**—(પોએટ) મી. દીનકર દેસાઈ.

**પહેલો ગૃહસ્થ**—નાટકમાં ભાગ લેનાર શૃંગારરસનો પાવરધો. મી. બાપુભાઈ દેશાઈ.

**બીજો ગૃહસ્થ**— „ વિરરસ „ મી. ભુપેંદ્ર મહેતા.

**૧લો ચોર**—સ્વામિભક્તિનું દિગ્દર્શન કરાવતા. મી. ભગુભાઈ પટેલ.

**૨જો ચોર**—મી. ભુપેંદ્ર મહેતા.

### સ્ત્રી પાત્રો

**વિલાસીની**—કુંજવિહારીની રમતીઆળ પત્ની. મી. મનહર વીમાવાળા

**કવિપત્ની**—કવિની આદર્શ પત્ની. મી. દિનકર દેશાઈ.

---

## MOLIERE.

## A DOCTOR IN SPITE OF HIMSELF.

### Characters.

1. SGANARELLE—(The Quack Doctor)—Mr. A. S. Bhathena.
2. MARTINE—Sganarelle's wife —Mr. K. G. Sapra.
3. LEANDRE—Lover of Lucinde and the quack apothecary —Mr. Bapubhai Desai.
4. LUCINDE—Geronte's dumb daughter and afterwards Leandre's wife—Mr. Bhimbhai Desai.
5. GERONTE—Father of the dumb daughter—Mr. D. R. Jetly.
6. ROBERT—Geronte's attendant —Mr. K. M. Bharucha.

# 'શંકિત હૃદય' નાટકનો ટુંક સાર

## અંક પહેલો.

**પ્રવેશ ૧લો**—જગતના દુઃખ ટાળવાનો વિચાર કરતો ચિદ્‌ઘન ગુરૂના આશ્રમ પાસે આવે છે. ચિદ્‌ઘને લગ્ન ન કરવાની હઠ પકડેલી હોવાથી ગુરૂ તેને સમજાવી લગ્ન કરવા આગ્રહ કરે છે. ચિદ્‌ઘન લગ્ન કરવાના નિશ્ચયને વળગી રહે છે.

**પ્રવેશ ૨જો**—કુંજ અને વિલાસ ચિદ્‌ઘનને લગ્ન ન કરવાના દુરાગ્રહ માટે ઠપકો આપે છે. ચિદ્‌ઘન પોતાના વિચારમાં મક્કમ રહેલો હોવાથી કુંજ અને વિલાસનું ચાલ્યા જવું.

**પ્રવેશ ૩જો**—આનંદથી પોતાનો ગૃહસંસાર ચલાવતા કવિ અને કવિ-પત્ની. વકીલ અને ડાકટરનું આવી સમાજસેવા માટે નાટક લખવા કવિને વિનંતી.

**પ્રવેશ ૪થો**—વિચારગ્રસ્ત ચિદ્‌ઘનના વચ્ચે ખલેલરૂપે વિલાસ અને કુંજ આવી પ્રેમગોષ્ઠી કરે છે. વિલાસને સુવાડી કુંજનું બહાર જવું. શૃંગાર ચેષ્ટા નિહાળતા ચિદ્‌ઘનના હૃદયમાં વિલાસ માટે અસ્પષ્ટ રહેલા આકર્ષણનું વ્યકત થવું. ઉન્માદમાં આવી ચિદ્‌ઘનનું વિલાસને ચુમવું. એકાએક કુંજનું આવી આ દૃશ્ય નિહાળવું.

**પ્રવેશ ૫મો**—અસ્થિર મનવાળા બનેલા કુંજની પાસેથી વકીલ, અને કવિ કોરા કાગળ પર સહી કરાવી લે છે.

**પ્રવેશ ૬ઠો**—સર્પદંશના ઝેરની અસર આંખે ઉતરવાથી અંધ સરખો બનેલો ચિદ્‌ઘન પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે. ગુરૂનું આશ્વાસન. પાપની જવાબદારી બદલ ચર્ચા થતાં ગુરૂને એકદમ પોતાનો ભૂતકાળ ચીતરાતો માલમ પડે છે. બાલકોના દોષની જવાબદારી માતાપિતાપર હોવાનું સત્ય ગુરૂને સમજાય છે.

## અંક ૨જો.

**પ્રવેશ ૧લો**—ડોકટર, વકિલ, અને કવિનું કુંજ પાસે કરાવેલી સહીથી તેની મિલ્કતનો ઉપભોગ કરવાની યોજના.

**પ્રવેશ ૨જો**—શંકાની વ્યથાથી પીડાતો કુંજ. પ્રેમમૂર્તિના દૃશ્યનો ભાસ વિલાસનું આગમન. વિલાસને કુંજના વ્યંગ સંબોધનો વિલાસના

મુખે ચિદ્દ્ઘનનું નામ સાંભળતાં તેને નદીમાં ફેંકી દેવું. વિલાસ વગર પોતાથી ન રહેવાય એવું ભાન થતાં તે પણ વિલાસની પાછળ નદીમાં કુદી પડે છે.

**પ્રવેશ ૩જો**—બહારથી મોડી રાતે આવી કવિ ઘર ઉઘડાવવા માગે છે. કવિપત્ની રીસ કરે છે. કુંજની મિલ્કત હસ્તગત થવાની લાલચ બતાવતાં કવિપત્ની પારકી મિલ્કત ન લેવા આગ્રહ કરે છે. કવિનું ખુશ થવું.

**પ્રવેશ ૪થો**—વિલાસને શોધતાં કુંજનો પશ્ચાતાપ. લુંટવા જતા ચોરોનું કુંજને ઓળખવું. વિલાસની આશામાં ભૂતીઆ ગુફા તરફ કુંજનું જવું, તેની સંભાળ માટે ચોર લોકોનું પાછળ જવું.

**પ્રવેશ ૫મો**—કુંજની મિલ્કત મળવાથી વકીલ અને ડોકટરનું ખુશ થવું. કુંજના કારખાનાના કાઢી મુકેલા મજુરોનું ચોરી કરવા આવવું. ખીસ્સા તપાસતાં વકીલ અને ડાકટર પાસેના કાગળો કઢાવી ફેંકી દેવું. કવિ આ લાગ જોઈ કાગળીયા ઉપાડી લે છે. કાગળ પાછા માગતા કવિના ઉડાઉ જવાબો.

**પ્રવેશ ૬ઠો**—વિલાસની ભ્રમણામાં ફરતા કુંજનું વિલાસને નિહાળવું. તેને ભેટવા જતાં વિલાસ પોતે ભૂત છે એમ જાહેર કરે છે. કુંજનો પશ્ચાતાપ.

**પ્રવેશ ૭મો**—કવિનું નાટક ભજવવા માટે શૃંગાર. અનેવીર રસના ખેલાડીઓનું હાજર થવું. પોઇચાજી નામે પારસી પોએટ પણ વકીલની જાહેરખબર વાંચવાથી કુંજના મકાનમાં ભેગા થાય છે. વીરરસનું ફાટવું.

**પ્રવેશ ૮મો**—સુર્યાસ્તની રાહ જોતાં કુંજનું તરંગે ચઢવું. કવિનું કુંજને ખોળવા આવવું. ગુરૂ અને ચિદ્દ્ઘનનું આવી મળવું. ગુફામાંથી વિલાસનું પ્રગટ થવું. પશ્ચાતાપથી પલળતા ચિદ્દ્ઘનનું ક્ષમા યાચવા દોડી જવું. ચિદ્દ્ઘનને સમજાવતી વિલાસ બ્હાર આવે છે. બધાંનું ચકિત થવું. શીખર પર બેઠેલા કુંજની વિલાસ ભુત નથી એમ ખાત્રી થવી. પ્રેમના આવેશમાં વિલાસને સંબોધવું. ઉભયના હૃદયમિલન. સ્નેહના સામર્થ્યનો વિચાર કરતા સઘળા સ્તબ્ધ બને છે. હાસ્ય ખરૂં કે રૂદન?



# ...કત હૃદય' નાટકનાં ગાયનો

## અંક પહેલો.

( ૧ )

**ચિદ્દ્ઘન**:—શાને જન નયને જલકિભરાય
કોમળ કંજ બીડાય હાય—શાને
શાને જન નયને જલ ના સમાય
ધુમ્મસ વરસે, જગ સહુ ભીંજે
નયનો અટકે શ્યામલ પડદે
રવિ કિરણો શું છૂપાય ! હાય !—શાને

( ૨ )

**વિલાસ**:—ઘુંટડા ભરી ભરી પીઓ કો રસનાં સરોવરો છલકાય
રસનાં સરોવરો છલકાય રસિકનું મન દેખી મલકાય-
રસનાં
કુંજે કુંજે ફુલડા ડોલે ચૂમે લલિત વસંત,
વન વન પવન રસ ભરતો લીલા હસે અનંત.
ખોબે ભરી ભરીને લ્યો કો હૈયે નવું નવું હિંચકાય-
રસનાં.
સરોવરો છલકે છલકાતાં રસ જીવનને અર્થ,
ધન્ય ઝીલે રસ રાજહંસ કો બગ ઉભા રહે વ્યર્થ;
ખોબે ભરી ભરી ઝીલોકે પ્રભુની રસભુતા પથરાય-
રસનાં.
ખબરદાર

( ૩ )

**કુંજ**—ફુલની સાંકળે જગ ગુંથતી
શું એ તે પ્રિય વસન્ત ?—ફુલની
હસતી રમતી વનમાં જનમાં
ચાલે લટકતી રંજનમાં
કોકિલ કંઠે અલિ ગુંજનમાં
ગાન કરી વિલસન્ત—ફુલની
મોહે મધુ સચરાચર પાતી
ભર યૌવન મ્હાલે મદમાતી
વસન્ત પુષ્પ પરાગે ન્હાતી,
કે મુજ પ્રિય હસંત?—ફુલની

( ૪ )

**વિલાસ**—દેહ રજત વાદળી સમી ચંચુ રત્નજડીત
બિલ્લોરી જળમાં રમે યુગલહંસ મુજ નીત્ય
ભેટે ભેટે ત્હોય ભુખ્યાં એ ભાવનાં !
ચૂમે ચૂમે ને ત્હોય તરસ્યાં રહે
ભાળે નિહાળે તોયે તૃપ્તિ ન નયનમાં
આત્મા અનંગ અંગ અંગમાં વહે.

( ૫ )

**વિલાસ**—છોડો મ્હારી બૈયાં, ઓ આવી મ્હારી સૈયાં !
આવી મ્હારી સૈયાં, ધડયાં આ શાનાં હૈયાં !–છોડો
જલ ભરેલ ઝારી, ઢોળાવી, હું તો હારી !
જાઓને રીત ના મ્હને ગમે ત્હમારી !—છોડો

**કુંજ**—(સાખી) જલના સિંચન સુંદરી ! હવે ન ખમશે ફુલ !
તલસે ગ્રહેવા જો ખીલી, સિંચન પ્રણય અમૂલ.

**વિલાસ**—અલકલટ વિખૂટી, હું ત્હોય શેં ન છૂટી !
ન્હાસતાં સોનાની કટિમેખલા આ તૂટી—છોડો

( ૬ )

**વિલાસ**—મ્હારી મદભર આંખ ઘેરાણી,
ઝુલાવો ધીમે હજી ધીમે પ્રાણ—ઝુલાવો
નિદભર્યાં અમ પાસે પ્રિયતમ !
રાખીએ ચિત ચકોર !
જો જો સલૂણા ફાટે નહીં,
મ્હારા નવરંગ સાળુની કોર—ઝુલાવો
વેગળાં લ્યો જરી નયનો,
બ્હીતાં ન્હાસતાં ખંજન લોલ !
કીકી તણો પડછાંય પડી
મારા કાળા થાય કપોલ—ઝુલાવો

( ૭ )

**ચિદ્દઘન**—આંખે પડદા પડે ! હો પડે !
ઘોર ઘટા ઘન મેઘની છાઈ,
તિમિર અમાસ અડે ! હો અડે !
આંખે પડદા પડે ! હો પડે !
વીજલડી પણ જાય રીસાઈ !
બુરખો ઓઢી રડે ! હો રડે !
આંખે પડદા પડે ! હો પડે !
પંથી આજ રહ્યા અટવાઇ !
મારગ તો ન જડે ! હો જડે !
આંખે પડદા પડે ! હો પડે !

## અંક બીજો

( ૮ )

**વિલાસ**—હું તો ઝબકીને જાગી આજ !
મુરલી કયાંથી વાગી ?
મુજ સ્વપ્ન કુંજ સોહાગી આજ !
લગની સ્વરશું લાગી !—
અણુ અણુ તનનાં મ્હારાં
મુરલીના તાને રાચે;
હૈયું થન થનગન નાચે આજ
મુરલી કયાંથી વાગી ?—

ઘેલી હું શોધતી એ
રસને કોણે રેલાવ્યો ?
સલુણો ! ક્યાં સંતાયો ? આજ
મુરલી ક્યાંથી વાગી ?—

( ૯ )

**વિલાસ**—કાજળ કાળી રાતલડીમાં
અંધકાર ઉભરાય
અંધકાર ઉભરાય,
એમાં જગત તણાયું જાય—કાજળ.
ચમકે પેલી તારકમાલા,
કે શું દેવ ઉગામે ભાલા ?
હૃદય સદાય ગવાય,
જોને અંધકાર ઉભરાય—કાજળ.
વહેતી નયને આંસુ ધારા,
કે શું અગ્નિ તણા ચમકારા ?
જીવન સદાય દઝાય !
જોને અંધકાર ઉભરાય—કાજળ.

(૧૦)

**કુંજ**—નયનથી દૂર બની ! ખાલી જીગર ખાલી !
ઉંડો ઉતરૂં હું કો ઉંડાણે રહો કો ઝાલી !
જોઉં સહુ સ્થાનમાં ઇસારો અલબેલ ત્હારો !
લઉં હું ચૂમી ત્યાંતો જાયે પ્રીયે ચાલી !—નયનથી

( ૧૧ )

**વિલાસ**:—ઝૂલી રહી મતવાલી, આજે ! સુનો સુનો બાગ !
હૈયે ભાવ રૂંધાઈ રહે હા ! કંઠે ના'વે રાગ—ઝૂલી રહી.
છુપી છુપી તારલી ઘેલડી મટકે, હસી હસી ચંદ્રી નફટ બની અટકે !
અલિ શું મોહી લટકે !—હાં સુનો સુનો બાગ !
ઉછરી આશા અમર મરોડી !
કંપ ભરી મુજને તરછોડી !
જાય પ્રિતમ મુજ મચકોડી—હાં સુનો સુનો બાગ !

(૧૨)

**વિલાસ**—સાન ભાન ભૂલી આજ, ભટક રહી !
મોત તણાં મુકી રાજ્ય, આજ, ભટક રહી !
બાગે બહીસ્ત નહીં મહીં બુલબુલ !
કેમ ખીલે ત્યહાં માશુકનું ગુલ !
આવી ઝમીન તુજ કાજ, આજ ભટક રહી.

# સમાપ્ત.

# MOLIERE.

## A DOCTOR IN SPITE OF HIMSELF.

**First Scene**—Sganarelle beats his wife. Sudden arrival of Robert in search of a competent doctor for restoring his young mistress's speech. Sganerelle goes out for chopping woods. In his absence revengeful Martin recommends her husband as the doctor but wants that Robert should thrash him to acknowledge himself as such.

**Second Scene**—Robert finds out the doctor chopping woods and makes him acknowledge a doctor by beating him.

**Third Scene**—Robert introduces the doctor to Geronte The doctor gives proof of his eccentricity by cudgelling the master. The father introduces him to Lucinde. The doctor creates a good impression upon them by uttering long and bombastic words. He recommends a very rediculous prescription and leaves the house.

**Fourth Scene**–Leandre, between whom and Lucinde a mutual attachment subsists, has an interview with Sganarelle at which he implores the latter's assistance to arrange for a meeting with his lady, love. He says that her dumbness is a mere trick to free herself from the undesirable marriage with someone else. In consideration of a purse of gold the doctor agrees to introduce the lover in the disguise of an apothecary to his lady love.

**Fifth Scene**—Doctor visits the house of Geronte. The disguished apothecary is asked to feel her pulse. The lovers thus get an opportunity for chit–chatting. In the meantime the doctor gives a ridiculous sermon to the father upon his ability as a doctor. The absent–minded daughter forgetting the pretended dumbness bursts out in speech. The doctor instructs Leandre to fly away with Lucinde in medical terms which the father fails to understand. The flight of the lovers is detected and consequently the doctor is sentenced to death. But his wife Martin saves her husband from the gallows.

"THE END"